લાગે? મેં ઉંચે અવાજે લોકોને વિનવ્યા. તેમના 'જય'ના નાદો વધારે થવા લાગ્યા. હું બહુ ચીડાયો મેં કહ્યું: 'તમારે સ્ત્રીની અને એક જુવાનની દયા તો ખાવી હતી? તમે આમ કેમ પજવો છો? રાતના દર્શન કેવાં?' લોકોને આ બધું સાંભળવું પણ ન હતુ.

હું શું કરૂં? બારીએથી પડતું મેલું? રોઉં? લોકોને મારૂં? સ્ટેશન ઉપર રહી જાઉં? પડતું કેમ મેલાય? રોયે શું વળે? મરાય તો કેમ જ? સ્ટેશન ઉપર રહી જાઉં તો કાશી ન પહોંચાય પણ મારો ક્રોધ કેમે ન શમે. લોક પણ શાંત થાય જ નહિં. 'જય'ના પોકારો વધવા લાગ્યા. પ્રેમ અને ધિક્કાર બન્ને માણસને ભાન ભૂલાવી શકે છે એ મેં જોયું. મેં મારા કપાળ ઉપર પ્રહાર કર્યો: તેની અસર ન થઈ. ફરી કર્યો એટલે એક જણ બોલી ઉઠયો. "તમે ક્રોધ કરશો તો અમે કયાં જઈશું?" હું શરમાયો પણ ક્રોધ કંઈ ઉતર્યો નહિ. લોકો શાંત થાય ત્યારે જ ક્રોધ ઉતરે. ત્રીજી વેળાં મેં કપાળ કુટયું. લોકો ગભરાયા. તેઓએ માફી માગી, ચૂપ થયા, મને સુઈ જવા કહ્યું. આ બધું એક સજ્જને જોયેલું મારૂં દુ:ખ તે માપી શકયા. આમ મેં શાંતિ મેળવી. પછીને સ્ટેશનેથી આ સજ્જને જ અમારા બધાનો બચાવ કર્યો. જ્યારે જ્યારે સ્ટેશન આવે ત્યારે તે લોકોને સમજાવે, તેમની દર્શનની લાલસાને દબાવે, અને શાંત પાડે.

× × ×

## ૨૫

દક્ષિણ આફ્રિકામાં હું કદી રિક્ષામાં નહોતા બેઠો, પણ સીમલામાં મારી નબળાઇએ મને તેમાં બેસાડયો છે. નાનાં મોટાં સ્ત્રી પુરુષ બધાં રિક્ષામાં બેસે છે. મોટરની મનાઇ છે એ તો વ્યાજબી જ લાગે છે. ઘોડાગાડી માત્ર વાઇસરૉય સાહેબ અને એક બે બીજા અમલદારો જ વાપરી શકે છે એ પણ યથાર્થ લાગે છે. અહિંના રસ્તા સાંકડા છે. ઉંચા પહાડોમાં રસ્તા કોતરવા તે તો સાંકડા જ હોઈ શકે. તે રસ્તે ગાડીઓની આવજા થોડી જ હોઈ શકે.

પણ આશ્ચર્ય એ છે કે રિક્ષા એટલી સામાન્ય વસ્તુ થઈ પડી છે કેમ જાણે આપણે ગાડીમાં જોડાવું એ આપણો ધર્મ ન હોય ? મને ઘસડી જનાર ભાઇઓને મેં પુછ્યું: " તમે આ ધંધો કેમ કરો છો ?' જવાબ મળ્યો: 'પેટ ભરવું રહ્યું ના ?' આ જવાબ પુરો નથી એ જાણું છું. છતાં તેઓ શોખથી જાનવર બને છે એમ તો ન જ કહેવાય. મારી ફરિયાદ તો એ છે કે આપણે મનુષ્યને જાનવર બનાવીએ છીએ, પછી આપણે સામ્રાજ્યના બેલ બન્યા છીએ તેમાં શી નવાઈ ?

× × ×

## ૨૬

જ્યારે હું અયોધ્યાજી પહોંચ્યો, ત્યારે જ્યાં રામચંદ્રજીનો જન્મ થયેલો કહેવાય છે તે જ સ્થળે નાનકડું મંદિર છે ત્યાં મને લઇ જવામાં આવ્યો હતો. ભાવિક અસહકારીઓએ મને સૂચના કરેલી કે મારે પુજારીને વિનવવા કે તેઓ

સીતારામની મૂર્તિઓનાં વસ્ત્રને સારૂ પવિત્ર ખાદીનો ઉપયોગ કરે. મેં તો સૂચના કરેલી. તેનો અમલ ભાગ્યે થયો હોય. જ્યારે હું દર્શન કરવા ગયો, ત્યારે મેં મૂર્તિઓ પર ભૂંડી મલમલ અને તુઇના વાઘા જોયેલા. જો મારામાં તુલસીદાસજીના જેટલી ગાઢ ભક્તિનું સામર્થ્ય હોત, તો હું પણ તે વેળા તુલસીદાસજીની જેમ હઠ લેત. કૃષ્ણમંદિરમાં તુલસીદાસજીએ પ્રતિજ્ઞા કરેલી કે જ્યાં સુધી ધનુષબાણ લઇ કૃષ્ણ રામ રૂપે પ્રગટ ન થાય, ત્યાંસુધી તુલસી–મસ્તક ન નમે. શ્રદ્ધાળુ લેખકો કહે છે કે જ્યારે ગોસ્વામીએ આવી પ્રતિજ્ઞા કરી, ત્યારે ચોમેર તેમની આંખ આગળ રામચન્દ્રજીની મુર્તિ ખડી થઇ અને તુલસીદાસનું માથું સહેજે નમ્યું. મને ઘણીયે વેળા એવી હઠ કરવાનું મન થઇ જાય છે કે આપણા ઠાકોરજીને પુજારીઓ ખાદી પહેરાવી સ્વદેશી બનાવે, ત્યારે જ માથું ઝુકાવું. પણ મારે એટલું તપ કરવું રહ્યું, તુલસીદાસજીની અપુર્વ ભક્તિ મેળવવી રહી. દરમિયાન જેમ મુસલમાન ભાઇઓ પવિત્ર કામોને સારૂ ખાદીનો ઉપયોગ કરતા થઇ ગયા છે, તેમ હિન્દુનાં મંદિરોમાં અને બીજાં પવિત્ર કાર્યોમાં ખાદી દાખલ થાઓ એમ ઇચ્છું છું.

× × ×

૬૭

આફ્રીકાથી આવી હું જ્યારે મુંબઇ બંદરે ઉતર્યો ત્યારે જ મને ખબર પડી કે તે વખતે આ કુટુંબ શાંતિનિકેતનમાં હતું. એટલે ગોખલેને મળી હું ત્યાં જવા અધીરો થયો હતો.

મુંબઈમાં માન મેળવતાં જ મારે એક નાનકડો સત્યાગ્રહ તો કરવો પડયો હતો. મિ. પિટીટને ત્યાં મારે સારૂ મેળાવડો કરવામાં આવ્યો હતો તેમાં તો મારી હિંમત ગુજરાતીમાં જવાબ દેવાની ન ચાલી. એ મહેલમાં અને આંખને અંજાવે એવા દબદબામાં ગિરમીટિયાઓના સહવાસમાં રહેલો હું મને ગામડિયા જેવો લાગ્યો. આજના મ રા પોશાક કરતાં તે વખતે પહેરેલું અંગરખું, ફેંટા વગેરે પ્રમાણમાં સુધરેલો પોશાક કહેવાય, છતાં હું એ અલંકૃત સમાજમાં નોખો તરી આવતો હતો. પણ જેમ તેમ ત્યાં તો મારૂં કામ મે નભાવ્યું ને ફિરોજશા મહેતાની કુખમાં મેં આશ્રય લીધો.

+ + +

૨૮

આફ્રીકાથી આવ્યા પછી ગુજરાતીઓનો મેળાવડો તો હતો જ. સ્વ. ઉત્તમલાલ ત્રિવેદીએ આ ગોઠવ્યો હતો. આ મેળાવડા વિષે કેટલીક હકીકત મેં જાણી લીધી હતી. મી૦ ઝીણા પણ ગુજરાતી એટલે તેઓ તેમાં હાજર હતા. તે પ્રમૂખ હતા કે મુખ્ય બોલનાર એ તો હું ભૂલી ગયો છું. પણ તેમણે પોતાનું ટૂંકું ને મીઠું ભાષણ અંગ્રેજીમાં કર્યું. બીજાં ભાષણો પણ ઘણે ભાગે અંગ્રેજીમાંજ થયાં એવું મને ઝાંખુ સ્મરણ છે. જ્યારે મારો બોલવાનો વારો આવ્યો ત્યારે મેં ઉત્તર ગુજરાતીમાં જ વાળ્યો. ને ગુજરાતીનો તથા હિંદુસ્તાનીનો મારો પક્ષપાત મેં થોડા જ શબ્દોમાં જાહેર કરી ગુજરાતીઓની સભામાં અંગ્રેજીના

ઉપયોગની સામેનો મારો નમ્ર વિરોધ નોંધાવ્યો. મારા મનમાં આમ કરવા વિષે સંકોચ તો હતો જ. લાંબી મુદ્દતની ગેરહાજરી પછી પરદેશથી વળેલો બિનઅનુભવી માણસ ચાલતા પ્રવાહની સામે જાય એમાં અવિવેક તો નહિં હોય એવું મને લાગ્યા કરતું હતું. પણ ગુજરાતીમાં ઉત્તર વાળવાની મેં હિંમત કરી તેનો કોઇએ અનર્થ ન કર્યો ને સૌએ મારો વિરોધ સાંખી લીધો એ જોઇ હું રાજી થયો, ને મારા નવા લાગતા બીજા વિચારો પ્રજા આગળ મૂકવામાં મને અડચણ નહિ આવે એવો સાર પણ મેં આ સભામાંથી ખેંચ્યો.

આમ મુંબઈમાં બેએક દિવસ રહી આરંભિક અનુભવો લઇ હું ગોખલેની આજ્ઞાથી પુના ગયો.

× × ×

૨૯

બર્દવાન પહોંચીને અમારે બીજા વર્ગની ટિકિટ લેવાની હતી. તે મેળવતાં વિટંબના પડી. 'ત્રીજા વર્ગના ઉતારૂને ટિકિટ વહેલી આપવામાં નથી આવતી,' એવો જવાબ મળ્યો. હું સ્ટેશન માસ્તર પાસે ગયો. મને તેમની પાસે કોણ જવા દે? કોઈએ દયા કરી સ્ટેશન માસ્તરને બતાવ્યા ત્યાં પહોંચ્યો. તેમની પાસેથી પણ ઉપરનો જ જવાબ મળ્યો. 'બારી ઊઘડ્યાં' ત્યારે ટિકિટ લેવા ગયો. પણ સહેલાઈથી ટિકિટ મળે તેમ નહોતું બળવાન ઉતારૂઓ એક પછી એક ઘુસતા જાય ને મારા જેવાને હઠાવતા જાય. છેવટે ટિકિટ તો મળી.

ગાડી આવી. ત્યાં પણ બળિયા હતા તે પેસી ગયા. ઉતારૂ વચ્ચે ને બેસનાર વચ્ચે ફાગ ઊડે, ધક્કાધક્કી ચાલે. એમાં મારાથી ભાગ લેવાય તેમ નહોતું. અમે ત્રણે આમ તેમ જઈએ. બધેયથી એક જ જવાબ મળે. 'અહીં જગ્યા નથી.' હું ગાર્ડ પાસે ગયો. તે કહે, જગ્યા મળે તો બેસો નહિ તો બીજી ટ્રેનમાં જાવો.'

મેં નમ્રતાપુર્વક કહ્યું, 'પણ મારે અગત્યનું કામ છે.' આ સાંભળવાનો ગાર્ડને વખત નહોતો હું હાર્યો. મગનલાલને જ્યાં જગ્યા મળે ત્યાં બેસી જવા કહ્યું. પત્નીને લઇને હું ત્રીજા વર્ગની ટિકિટે ઇન્ટર'માં બેઠો. ગાર્ડે મને તેમાં જતાં જોયેલો.

આસનરોલ સ્ટેશને ગાર્ડ વધારાના પૈસા લેવા આવ્યો. મેં કહ્યું. 'તમારો મને જગ્યા બતાવવાનો ધર્મ હતો. જગ્યા ન મળી એટલે હું આમાં બેઠો છું. મને તમે ત્રીજા વર્ગમાં જગ્યા આપો તો હું તેમાં જવાને તૈયાર છું.'

ગાર્ડ સાહેબ બોલ્યા, મારી સાથે દલીલ ન થાય. મારી પાસે જગ્યા નથી. પૈસા ન આપવા હોય તો તમારે ટ્રેનમાંથી નીકળવું પડશે.'

મારે તો કેમેય પુના પહોંચવું હતું. ગાર્ડ જોડે લડવાની મારી હિંમત નહોતી. મેં પૈસા ચૂકવ્યા. છેક પુના સુધીનું વધારાનું ભાડું લીધું. મને આ અન્યાય ખૂંચ્યો.

સવારે મુગલસરાઇ આવ્યું. મગનલાલે ત્રીજા વર્ગમાં જગ્યા મેળવી લીધી હતી. મુગલસરાઈમાં હું ત્રીજા વર્ગમાં ગયો. ટિકિટ કલેક્ટરને મેં હકીકતથી વાકેફ કર્યો. તેની

પાસેથી મેં અમારી વાતનું પ્રમાણપત્ર માગ્યું. તેણે આપવાની ના પાડી. મેં વધારાના ભાડા પૈસા પાછા મળવાની રેલ્વેના વડાને અરજી કરી.

પ્રમાણપત્ર વિના વધારાના પૈસા પાછા આપવાનો અમારો રિવાજ નથી. પણ તમારા કેસમાં અમે આપીએ છીએ. બર્દ્‌વાનથી મોગલસરાઇ સુધીનો વધારો તો પાછો ન અપાય.' આવી મતલબનો જવાબ મળ્યો.

× × ×

૩૦

એક વખત રેલ્વેમાં જતાં ઘણે સ્ટેશને ડિટેક્ટીવ મારી ટિકિટ જોવા આવે, નંબર વગેરે લે. હું તો તરત તેઓ જે પ્રશ્ન પુછે તેનો જવાબ આપી દેતો. પડોશી ઉતારૂઓએ માનેલું કે હું કોઇ સાદો સાધુ કે ફકીર છું. બેચાર સ્ટેશને ડિટેક્ટિવ આવ્યા, એટલે આ ઉતારૂઓ ચિડાયા, ને પેલા ડિટેકટીવને ગાળ દઇ ધમકાવ્યો.

'ઇસ બિચારે સાધુકો નાહક ક્યોં સતાતે હો ?' મારી તરફ વળીને કહ્યું. 'ઇન બદમાશોંકો ટિકટ મત બતાઓ.'

મેં હળવેથી આ ઉતારૂઓને કહ્યું, 'તેઓ ટિકિટ જુએ છે તેમાં મને કશી હેરાનગતિ નથી, તેઓ તેમની ફરજ બજાવે છે, તેમાં મને કંઈ દુઃખ નથી.' ઉતારૂઓને આ વાત ગળે ન ઊતરી, ને તેઓ મારી વધારે દયા ખાવા લાગ્યા, ને અરસપરસ વાતો કરવા લાગ્યા કે નિર્દોષ માણસોને આવી હલાકી શાને સારૂ હોય ?

× × ×

૩૧

કરાંચીથી કલકત્તા લાહોરને રસ્તે જવાનું હતું. લાહોર ટ્રેન બદલવાની હતી. ત્યાંની ટ્રેનમાં મારો પતો ક્યાંયે લાગે તેમ નહોતું. ઉતારૂઓ બળાત્કારે પોતાનો માર્ગ કરી લેતા હતા. ડબ્બો બંધ હોય તો બારીમાંથી અંદર ઘરે. મારે કલકત્તે નીમેલી તારીખે પહોંચવાનું હતું. આ ટ્રેન ખોઉં તો કલકત્તે ન પહોંચાય. હું જગ્યા મળવાની આશા છોડતો હતો. કોઈ મને પોતાના ડબ્બામાં ન લે. છેવટે એક મજુરે મને જગ્યા શોધતો જોઇ કહ્યું, 'મને બાર આના આપો તો હું જગ્યા અપાવું.' મેં કહ્યું, 'મને જગ્યા અપાવે તો જરૂર બાર આના આપું.' બીચારો મજુર ઉતારૂઓને કરગરે પણ કોઈ મને સંઘરવા તૈયાર ન થાય. ટ્રેન ચાલવાની તૈયારી હતી. એક ડબ્બાના કેટલાક ઉતારૂઓ બોલ્યા, 'યહાં જગહ નહિ હૈ, લેકિન ઇસકે ભીતર ઘુસા સકતે હો તો ઘુસાદો. ખડા રહેના હોગા.' મજુર બોલ્યો, 'ક્યોં જી?' મેં હા પાડી ને મને તો ઉપાડીને તેણે બારીમાંથી અંદર ફેંક્યો. હું અંદર ઘુસ્યો, પેલો મજુર બાર આના કમાયો.

મારી આ રાત કઠણ ગઈ. બીજા ઉતારૂઓ જેમતેમ બેઠા. હું ઉપરની બેઠકની સાંકળ ઝાલીને બે કલાક ઊભો જ રહ્યો. દરમ્યાન કેટલાક ઉતારૂઓ મને ધમકાવ્યા જ કરતા હતા: 'અજી અબતક ક્યોં નહિ બેઠતા હૈ?' મેં ઘણું સમજાવ્યું કે ક્યાંયે જગ્યા નથી પણ એ તો મારૂં ઊભા રહેવું સહન જ ન કરે. જોકે તે ઉપરના

બેઠકમાં આરામથી લાંબા થઈ પડયા હતા. ઘણીવાર પજવે. જેમ પજવે તેમ હું શાંતિથી જવાબ દેતો હતો તેથી તેઓ કંઈક શાંત પડયા. મારૂં નામઠામ પુછ્યું. જ્યારે મારે નામ આપવું પડયું ત્યારે તેઓ શરમાયા. માફી માગીને મને પોતાની પડખે જગ્યા કરી આપી. 'ધીરજનાં ફળ મીઠાં'ની કહેવત યાદ આવી. હું ખુબ થાકેલો હતો, માથું ફરતું હતું. બેસવાની જગ્યાની જ્યારે ખરી જરૂર હતી ત્યારે ઈશ્વરે આપી.

\+ \+ \+

૩૨

ઇમામ સાહેબ અબદુલ બાવાજીને બે દીકરીઓ છે તેમના મોટી દીકરી બેન ફાતમાના વિવાહનો પ્રસંગ આવ્યો. અમે બન્નેએ મસલતો કરી, ફાતમાં વીશ વર્ષ ઉપરની ડાહી છોકરી છે તેની સાથે અને ઇમામ સાહેબ સાથે મસલત કરીને અને આશ્રમને છાજે, અમારી ગરીબીને છાજે તેવો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો વરઘોડો તથ વાજીંત્રાદિ તમામ આડંબરો બંધ રાખ્યા. જમણુ બંધ રાખ્યા, વિદ્યાર્થીઓ પોતાના બ્રહ્મચર્યને મહિમા સમજી શકે તેથી તેઓના સાથે પણ વાતચીત કરી તેઓને વિવાહમાં ભાગ નહિ લેવાનું ઠરાવ્યું. ઇમામ સાહેબના અને વરરાજા ભાઈ સૈયદ હુસેન કુરેશીના સગાને અને જેઓ આશ્રમની સાથે સંબંધ રાખનારા છે તેઓને આશીર્વાદ દેવા આવવાનું આમંત્રણ કર્યું. તેઓના આગળ ઘેર બનાવેલો શરબત

અને સુકો લીલો મેવો ધર્યા બતીમાં હાંડી શીવાઇ કાંઇજ નહિ રાખ્યું.

વિવાહની ક્રિયા બે કલાક ચાલી તેમાં અર્ધો કલાક મોલુદ શરીફમાં એટલે મંગળાચરણમાં પેગમ્બર સાહેબનું જીવન ચરિત્ર અરબીમાં પઢવામાં ગયો. પછી કાજીસાહેબે સાક્ષીઓ સમક્ષ નિકાહનામું લખ્યું અને મુંબઇની જુમા મસ્જીદના ખતીબ સાહેબ અબદુલ મુનીમ બાગઝાદાએ પઢાવ્યું. તેમાં સહીઓ થઈ. તેમાં વિશેક મિનિટ ગઇ. પછી ફાતેહા, એટલે ઇશ્વરનો પાડ. ત્યારબાદ શરબત અને મેવો તથા વરરાજાનાં આવેલાં મુરબ્બીઓને નમન કરવાનું. વરરાજાનો પોષાક સાદો હતો. સાંજના સાડાછ વાગે કાર્ય શરૂ થયું અને સાડાઆઠ વાગે પુરૂં થયું. ત્યારબાદ બહેન ફાતમાએ આશ્રમમાં વિદ્યાર્થીઓની મુલાકાત લીધી. આ દેખાવ કરૂણાજનક હતો. તેની સાથે ભણનારા વિદ્યાર્થીઓ, તેની સાથે રહેનારાં ભાઇબહેનોની સાથે વિયોગનો સમય આવ્યો જાણી તે રોવા લાગી. તેની ફરજ આશ્રમનું શિક્ષણ તેના સાસરામાં લઇ જવાની છે એનું તેને સ્મરણ કરાવવામાં આવ્યું. તેનું કાર્ય પોતાના નવા ઘરમાં સત્યનો, દયાનો, સ્વદેશીનો, દેશસેવાનો, સાદાઇના પ્રચાર કરવાનું છે એમ તે સમજી. આમ આ વિવાહનું કાર્ય બે અઢી કલાકમાં ઉકલી ગયું.

બીજે દહાડે સવારે હું શહેરમાં ગયો ત્યાં ફુલેકાં પાર વિનાનાં જોયાં. ચિત્રવિચત્ર પોષાક પહેરલા વાજાંવાળા પોતાના આવાજોથી કાન બહેરા કરી રહ્યા હતા. બાળકો અને જુવાનીઆ અસહ્ય તાપમાં ઘરેણાંમાં અને મખમલના

પોષાકમાં લદાયેલા પસીનાથી નિતરી રહ્યા હતા. વરરાજા ફુલવાડીમાં ઢંકાઇ ગયા હતા. આમાં મેં ન જોયો ધર્મ, ન જોયો ખરો આનંદ, ન જોયો ખરો વૈભવ. જો વાજાં રાખવાં હોય તો શાસારૂ આપણે પશ્ચિમની બેહુદી નકલ કરીએ ? પશ્ચિમની જ નકલ કરવી હોય તો તેનું અસલ તપાસીને જ લઇએ. આપણે જે બેંડો વગાડાવીએ છીએ તેમાં જરા યે માધુર્ય નથી, સંગીત નથી એમ સામાન્ય સંગીત જાણનાર પણ કહેશે. વરઘોડો કહાડીએ તો દેશની હવાને છાજતો પોષાક કેમ ન રાખીએ ? જવાહિર પહેરાવવાં હોય તો કેમ તેમાં કંઇક કળા કે વિવેકનો ઉપયોગ ન કરીએ ? જો ગીત ગવડાવવાં હોય તો સ્ત્રીઓને કેમ ગીત ગાતાં ન શીખવીએ ?

મારી ફરિયાદ ધામધુમ સામે નથી. જેની પાસે પૈસા છે, જેની પાસે બીજો આદર્શ નથી એ ધામધુમ કરશે. એને પૈસા વાપરવાનો અવકાશ જોઇએ. પણ આપણી ધામધુમોમાં વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ જોવા ઇચ્છું છું. આપણા વિવાહની ઢબમાં ફેરફારો થયેલા તો જોઉં છું. પણ તે ફેરફારો ઘણા તો વગરવિચારે થયેલા જોવામાં આવે છે. આડંબર ઘટવાને બદલે વધ્યો છે, ખર્ચ ઘટવાને બદલે વધ્યા છે. વિવાહ એક ધાર્મિક ક્રિયા છે, એ તો ભુલાઇ જવાયું છે. સારાં કુટુંબો વિચારપુર્વક ફેરફારો કરે તો જરૂર બીજાઓ ઝીલી લે એવી મારી માન્યતા છે. પ્રજાજીવન જો આગળ વધવાનું હશે તો આપણે તે જીવનનાં સઘળા પાસાં તપાસવાં પડશે.

આપણી ઉપર એક આરોપ છે; તેમાં કંઇક સત્ય છે આપણે દેખાવ બહુ કરીએ છીએ. ખરા આનંદને બદલે આનંદનો દેખાવ કરીએ છીએ; ખરા શોકને બદલે શોકનો દેખાવ કરીએ છીએ.

× × ×

૩૩

અમદાવાદ છોડી હું મુંબઇ ગયો. ત્યાં જે બંગલામાં હું રહેતો હતો ત્યા બીજા ભાડુતો રહેતા હતા. તેઓમાં એક મરણ થયું વખત બાર વાગ્યાનો હતો. એકાએક કોલાહલ મચી રહ્યો. રોકકળ શરૂ થઇ. બચ્ચાંના, બૈરાના, મર્દના અવાજ સાથે ઉપજ્યા. આ રોણું રાતના નવ દશ વાગ્યા સુધી ચાલ્યું. બીજા બૈરાં આવ્યાં તેમણે પણ છાતી કુટવાનું અને રોવાનું શરૂ કર્યું. આ રોવા કુટવામાં મોટે ભાગે દેખાવમાત્ર હતો. આમાં ધર્મ તો નથી જ. મુએ લાંની પાછળ રોવાના આપણા ધર્મમાં મનાઇ છે. બીજા ધર્મમાં તો રોતા જ નથી. ઉપરના રોવામાં પાડોશી તરફનો ધર્મ તો ભૂલાઈ જ જવાય છે. પાસે માંદા હશે પાસેના ઘરમાં વિવાહ હશે એ વિચાર તો કરાય જ કેમ? રોવું અને ઉંચેથી રોવું, એ રિવાજ છે. ન રોઇએ તો આપણને કોઇ વગોવશે વાસ્તે રોવું, વાસ્તે કુટવું આ ન્યાય છે. આ ન્યાય કંઇ ગરીબોનો કે અભણનો નથી. સારાં કુટુંબોમાં એ ન્યાય પ્રવર્તે છે. આ કુટેવ, આ પાપ કેમ મટે?

ફાતમાના લગ્ન પછી તરત જ બે કડવા અનુભવ મળ્યા તેની સરખામણી ઉપરના (મને લાગતા) ભવ્ય અનુભવની સાથે કર્યા વિના ન રહેવાયું. વાંચનારને તે વિચા-

રોની ભેટ કરૂં છું તે એવી આશાએ કે આપણે આપણા જીવનને સુક્ષ્મ રીતે તપાસીએ અને જે જે બદી હોય તે તે કહાડીએ.



# શંકા સમાધાન.

[ મહાત્માજીની ચળવળ સબંધી–જે પ્રશ્નો પ્રજા તરફથી પુછાયા હતા એના સચોટ અને મનનીય ઉત્તરો એમના પોતાનાજ શબ્દોમાં ]

## મહાસભામાં મહાત્માજીની મનોદશા

[સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો તેને આગલે દિને મહાત્માજી ભાવિ કાર્યક્રમ વિષે શું ધારતા હતા તે મનોદશા વ્યક્ત કરતા નીચેના સુચક સવાલ જવાબ જે શ્રી. મહાદેવભાઇએ 'નવજીવનમાં આપેલા તે નીચે આપ્યા છે.

સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર થયો તેને આગલે દિવસે આ વિષે ખુબ ચર્ચા થઇ હતી સવાલ જવાબ આપવા જેવા છે, અને ગાંધીજી ઠરાવ કરવાને કેમ પ્રેરાયા તે વ્યક્ત કરે છે.

સ૦ આ વાતાવરણ કેટલું પ્રતિકુળ છે એ તો આપ જુઓ છો ના ?

જ૦ બહુ સારી રીતે જોઉં છું.

સ૦ તોપણ એ ઠરાવ મૂકવો જોઇએ એમ આપને લાગે છે ?

જ૦ જરૂર. એ ઠરાવ ન કરીએ તો દેશનું પતન થાય, આપણા વચનમાં કોઇને વિશ્વાસ ન પડે, ખોટી ધમકી અને ધાંધલ કરનારા આપણે છીએ એમ ઠરે.

સ૦ પણ આવા વાતાવરણમાં આવો ઠરાવ કરવો એના કરતાં 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'માં જવું શું ખોટું?

જ૦ ત્યાં જઇને આપણે કેવું પ્રદર્શન કરીએ તેની તમને કલ્પના છે? એક આમ તાણશે અને એક તેમ તાણશે અને આપણા ભુક્કા થઈ જવાના છે.

સ૦ પણ એ જ સ્થિતિ આ ઠરાવને વિષે નથી? જેવી ફાટફુટ ત્યાં થાય એવો ભય આપ રાખો છો તેવી ફાટફુટ તો અહીં સાફ દેખીતી છે. અહીં એ ફાટફુટમાં શું કામ થઇ શકવાનું છે?

જ૦ એમાં ભેદ છે એ તમે નથી જોતા. ફાટફુટ સર્વ સાધારણ નથી. પણ કહેવાતા નેતાઓમાં છે. 'રાઉંડ ટેબલ કૉન્ફરન્સ'માં લોકો નથી જવાના પણ નેતાઓ જવાના છે, અને એ નેતાઓ વચ્ચે ઐક્ય થવું મુશ્કેલ જોઉં છું.

સ૦ પણ ત્યારે આપણે પણ અહીં એકમત થયા વિના શું કરી શકીએ એમ છીએ?

જ૦ હું તમને કહી ગયો એ ન સમજ્યા. ફાટફુટ—આપણી—વચ્ચે છે, પણ લોકોમાં નથી. લોકોની આગળ તો એક-સરસ વિચારેલી વસ્તુ મૂકશું તો તેને વધાવી લેશે અને યથાશક્તિ તેનું પાલન કરશે.

આ પછી ગાંધીજીની સાથે વિવાદનો માર્ગ રહ્યો નહોતો. ધર્મ સમજીને એમણે ઠરાવ રજૂ કર્યો, એમના મહાસભામાં કરેલા ભાષણમાં એ જ ધ્વનિ હતો, જે સમજનારા સમજ્યા વિના ન રહ્યા હોય.

\+ \+ \+

## ૩૪

બૉંબના ઠરાવનું અને વાઇસરાયના કામની કદર કરવાના ઠરાવનું મહત્ત્વ સમજાવવું પડે એ દુ:ખદ સ્થિતિ કહેવાય. અમુક સભ્યો તો એનો વિરોધ કરવાને કટિબદ્ધ થઇને આવ્યા હતા. આ વિષે ગાંધીજીના બોલ અહીં આપી દઉં.

"તમે કહો છો કે ઘણા લોકો હિંદુસ્તાનમાં રહે છે, એ શું કરે ન કરે તેની સાથે આપણને શી પરવા છે? આ બોલવું આપણને ન શોભે. જો મહાસભા ૩૦ કરોડને માટે બોલે છે એવો આપણે દાવો કરતા હોઇએ તો આપણો કટ્ટે દુસ્મન હોય તોપણ તેને વિષે આવું કામ થાય તો તેનો આપણે વિરોધ કરવો રહ્યો. આ ઠરાવમાં ગુમાવવાનું કશું નથી, કમાવવાનું છે. એ ઠરાવ આપણા અહિંસાના ધ્યેયમાંથી ફલિત થાય છે. દરેક અંગ્રેજના જીવનને માટે આપણે જવાબદાર થઇએ છીએ. અને કોઇ પણ અંગ્રેજનો વાળ વાંકો કરે તો તેનો વિરોધ કરવાનો આપણો ધર્મ થઇ પડે છે. દરેક અંગ્રેજને એમ લાગવું જોઇએ કે હું હિંદુસ્થાનમાં નિર્ભય થઇને રહી શકું છું, હિંદુસ્તાનમાં મને કોઇનાથી ડરવાનું કારણ નથી. આ ઠરાવથી જુવાનોની હિંસા થાય છે, તેઓ આપણી પાસેથી હઠી જશે, એવી દલીલો આજના ક્ષુબ્ધ વાતાવરણમાં જ થઇ શકે. નૌજવાનો શા સારૂ હઠી જાય? અને તેમને દુ:ખ થવાનું હોય તોપણ મારા જેવા વૃદ્ધની ફરજ થઇ પડે છે કે મારે દેશના હિતને માટે જે કહેવાનું કર્તવ્ય છે તે કહ્યે જવું.

આ ઠરાવમાં ડરપોકપણું ક્યાં રહ્યું છે? એમાં ક્યાં અંગ્રેજની ખુશામદની વાત આવે છે? આ ઠરાવ પસાર કરવામાં મારે મન ખરી બહાદુરી છે."

× × ×

## ૩પ

પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ થયો તેની દેશી નેતાઓ ભલે ગમે તેટલી હાંસી કરતા હોય પણ પરદેશીઓ ઉપર તો ભારે અસર થઈ છે પરદેશમાં ખળભળાટ પણ થયો છે. એટલે વિલાયતના અને અમેરિકાના અનેક છાપાંવાળા ગાંધીજીનો અભિપ્રાય મંગાવી રહ્યા છે. લાહોરમાં એવો જ એક અમેરિકન ખબરપત્રી આવ્યો હતો. તેની સાથેના સવાલ જવાબ નોંધવા જેવા છે:

સ૦ ૧૯૨૧ ની લડત અને આ લડત બંને સરખી જ કહેવાય ના? બારડોલીમાં જે અલ્ટિમેટમ તમે ખેંચી લીધું તે હવે ચાલુ થશે?

જ૦ સરખી ન કહેવાય. તે વેળાના સ્વરાજ્યમાં અંગ્રેજી સરકારનો સંબંધ તોડવો આવશ્યક નહોતું; આજે તો છૂટાછેડાની વાત છે. તે વેળા શાળા, અદાલતો, વગેરેનો અસહકાર હતો; આજે માત્ર ધારાસભાનો બહિષ્કાર છે. સત્ય અને અહિંસા અને સવિનય કાનુનભંગ બંને હિલચાલ વિષે સામાન્ય છે.

સ૦ ત્યારે હવે તમે શું કરશો?

જ૦ સવિનયભંગની તૈયારી.

સ૦ સવિનયભંગ બારડોલીમાં થયો એવો ?

જ૦ એવી જાતનો. ત્યાં લડત માત્ર મહેસૂલની હતી, અહીં સંપુર્ણ સ્વરાજની છે.

સ૦ તુરત જ શરૂ કરશો ?

જ૦ અમે કેટલી જલદી તૈયારી કરી શકીએ એની ઉપર આધાર રાખે છે.

જ૦ બીજા બહિષ્કાર કેમ બંધ રાખ્યા ? શું બીજા બહિષ્કારની જરૂર નથી રહી ?

જ૦ જો સવિનય કાનૂનભંગ વેળાસર શરૂ કરી શકીએ તો પછી બીજા બહિષ્કારની જરૂર ન રહે.

સ૦ તમારી લડત સફળ થશે એમ તમને લાગે છે ?

જ૦ એ જવાબ આપવાની વાત મનુષ્યની શક્તિની બહાર છે.

[ પણ આ સવાલો તો એ માણસે થોડો વખત મેળવી લેવા પૂછ્યા. મૂળ સવાલ જેને માટે એ આવ્યો હતો તે હવે નીકળ્યો. ]

સ૦ જો ચોરીચોરા જેવું ફરી થાય તો તમે શું કરો ?

જ૦ હું એવી યોજના વિચારી રહ્યો છુ કે જેથી સવિનય ભંગની લડત ઊપડ્યા પછી બહારના કશા કારણસર તે રોકવાની જરૂર જ ન પડે.

સ૦ એનો કંઇ ખ્યાલ આપી શકશો ?

જ૦ ના; કારણ મારી આંખ આગળ હજી સંપુર્ણ ચિત્ર તૈયાર નથી થયું.

સ૦ ચોરીચોરા જેવું થાય એમ તમને લાગે છે ખરૂં?

જ૦ ન થાય એની મનુષ્ય જેટલી સાવધાની રાખી શકે તેટલી રાખશું થાય તો લડત ન રોકવી પડે એવી તજવીજ શોધી રહ્યા છું.

સ૦ પણ તમને પાછળથી તમારી ભૂલ સમજાય તો?

જ૦ ભૂલ સમજાય તો તેનું પ્રાયશ્ચિત કરતાં મને આવડે છે.

સ૦ પણ તમે જે નુસખો શોધો છો તેવો ન જ જડે તો અને ચોરીચોરા જેવું થાય તોપણ સવિનય ભંગ ચાલુ રાખો?

જ૦ જો એવો નુસખો ન જ જડે તો ચોરીચોરાના જેવા સંજોગોમાં લડત બંધ કરવી પડે. પણ નુસખો ન જડે એમ હું નથી માનતો.

## પ્રયાણ આરંભતાં પહેલાં

[ મહાકુચના પહેલાં થોડા દિવસ સુધી અવારનવાર માનવમેદની આશ્રમભૂમિ ઉપર દૃષ્ટિગોચર થતી હતી. તે પ્રસંગે જુદી જુદી વ્યક્તિઓ તરફથી મહાત્માજીને પ્રશ્નો પૂછાએલા તે પ્રશ્નો તેના ઉત્તર સાથે શ્રી. મહાદેવભાઈએ નવજીવનમાં આપેલા તે નીચે પ્રમાણે છે: ]

આશ્રમમાં હમણાં માણસોની ભીડનો પાર નહોતો. પ્રાર્થનાભૂમિ ઉપર પણ છાપાંના ખબરપત્રીઓ આવવા લાગ્યા હતા, અને ગાંધીજીના 'વ્યુહ' જાણવા માટે લોકોનાં ટોળેટોળાં ઊલટયાં હતાં. પણ ગાંધીજી પોતાના 'વ્યુહ' કેવી રીતે પ્રગટ કરતા તે તો 'કસોટી અને

તૈયારી' લેખ વાંચનારા સારી પેઠે જાણે છે. હવે આ લેખમાં ગાંધીજીની પાસે પહોંચી જેમને વાતો કરવાની તક મળતી તેમની અનેક વાતોને પ્રશ્નોત્તરીરૂપે સાર આપવા ઇચ્છું છું.

## શબ્દોથી હું મોહાતો નથી

પ્ર૦ આપ કઈ જાતનું રાજતંત્ર માગો છો ?

ઉ૦ જે તંત્ર પ્રજાની ઇચ્છાને વશ વર્તે અને તેની અમલ કરે તે.

પ્ર૦ આપને પ્રજાકીય તંત્ર જોઇએ ના ?

ઉ૦ એનું નામ હું નહિ પાડું; કારણ નામોનો મને મોહ નથી, અને તંત્રના રૂપ કે આકાર વિષે મને પડી નથી.

પ્ર૦ પણ એની નીતિરીતિ વિષે તો હશે ને ?

ઉ૦ એ વિષે તો અવશ્ય. મને નથી પડી તે તો એ તંત્રના આકાર વિષે.

પ્ર૦ ત્યારે તો રાજાસત્તાક વિષે આપને વાંધો નહિ હોય?

ઉ૦ મેં કહી જ દીધું છે કે મારો નામની સાથે ઝગડો નથી.

પ્ર૦ ત્યારે આપનું પ્રજાકીય તંત્ર કેવા પ્રકારનું હશે ?

ઉ૦ મને તેની ખબર નથી; મને તો એની નીતિમાં જ રસ છે. અને નીતિ એટલે પ્રજાની ઇચ્છાને પહોંચી વળવાનો સાધનમાર્ગ. એ સાધન બે જ હોઇ શકે: એક દગો, છળકપટ અને હિંસા, બીજું અહિંસા અને સત્ય. દગામાં હિંસા આવી જ જાય છે અહિંસામાં એને સ્થાન નથી.

પ્ર૦ ત્યારે અહિંસા સાથે દગોફટકો ન હોય ?

ઉ૦ ના; નહિ જ હોય. દગોફટકો એ જ એક જાતની હિંસા છે.

પ્ર૦ પણ મેં તો અહિંસા સાથે દગોફટકો ભાળ્યો છે. ચીન દુનિયાના એક શાંતમાં શાંત દેશ હોવાની ખ્યાતિ પામ્યું છે. એના દગાફટકાની વાતો કરવા બેસું તો આપને કંપારી છુટે.

ઉ૦ ફરી કહી દઉં કે શબ્દો મને આંજતા નથી. પ્રજા તરીકે ચીનાઓ જગતમાં શાંતમાં શાંત પ્રજા છે. પણ તેમનામાં દગોફટકો હોય જ તો તે શાંતિ સાચી નહિ હોય, સ્વેચ્છાપુર્વકની નહિ હોય. મારા કાર્યમાં દ્વેષ ન દેખાતો હોય છતાં દિલમાં તે ભરેલો હોય, તો હિંસક તો કહેવાઉં જ. હું જે અહિંસા અને શાંતિની વાત કરું છું તે તો હૃદયબળની પ્રસાદી છે. એ શાંતિ એ અહિંસા મારામાં હોય તો વેરઝેર હોય જ નહિ. હિંસા માત્ર કાયિક જ હોય એમ નથી. હું તો દરેકના હૃદયમાં ઘુંટડો ઉતારવા માગું છું કે કાયિક, વાચિક કે માનસિક હિંસાથી મારે હિંદને માટે સ્વરાજ્ય નથી મેળવવું. એ શકય છે કે અશકય છે એ નોખો સવાલ થયો. અત્યારે મારે માટે આટલું બસ થશે; જે માણસ વ્યુહ ઘડી કાઢે અને પ્રજાને દોરે તે અણિશુદ્ધ હોવો જોઇએ. તેનામાં અહિંસા અને સત્ય હોવા જોઇએ. અહિંસા આપોઆપ કામ કરે છે, કૃત્રિમ રીતે પર-પ્રેરણાથી કામ નથી કરતી. આથી જ, અહિંસાની મારી યોજના પાર ઉતારવા માટે મે મહાસભાની કાર્યવાહક સમિતિ પાસેથી અબાધિત સત્તા માગી લીધી.

## વિદેશી માલનો બહિષ્કાર વિ૦ સવિનય ભંગ

પ્ર૦ ગાંધીજી ! આપને નથી લાગતું કે પરદેશી માલનો બહિષ્કાર એ સવિનય કાનૂન ભંગ કરતાં વધારે અસરકારક થાત ?

ઉ૦ અનેક વર્ષો ઉપર પરદેશી માલની બહિષ્કારની ઠાલી બૂમ મેં સાંભળી હતી, અને મેં એને બદલે વિદેશી વસ્ત્રબહિષ્કાર મૂકયો. એની કંઇક અસર થઈ, પણ તમામ વિદેશી માલના બહિષ્કારની તો કશી જ અસર પડી નથી.

પ્ર૦ મને લાગે છે કે બંગાળામાં બ્રિટિશ માલનો બહિષ્કાર ઠીક સફળ થયો હતો, પણ બીજા પ્રાંતોએ એને ઉપાડી ન લીધો.

ઉ૦ ના, એ તૂટી પડયો. અમદાવાદ અને મુંબઈની મિલોએ ભળતું જ કાપડ મોકલી દેશને દગો દીધો, અને જો શુદ્ધ મિલનું કાપડ મોકલ્યું તો તેના દમ બાંધીને ભાવ લીધા.

પ્ર૦ મારૂં કહેવું પણ એમ જ છે. આ વસ્તુને પુરી ગંભીરતાથી અજમાવવામાં આવી નહોતી.

ઉ૦ એમ જ હોય તો તો લોકો એને અખતરો કરી જોવા તૈયાર નહોતા એમ થયું. મારી વાત પૂછો તો મને એ વસ્તુમાં વિશ્વાસ જ નહોતો, એટલે હું એને શી રીતે ટેકો આપી શકું.

પ્ર૦ પણ સવિનય કાનૂનભંગ કરતાં વિદેશી વસ્ત્રબહિષ્કાર કરવો વધારે સહેલો નથી ?

ઉ૦ ના; વધારે મુશ્કેલ છે. વિદેશી વસ્ત્રબહિષ્કારમાં ૩૦ કરોડ પ્રજાનો સહકાર જોઇએ, જ્યારે સવિનય કાનૂન-ભંગમાં તો દશ હજાર તેજસ્વી સ્ત્રીપુરૂષો નીકળી આવે તો બેડો પાર થાય.

પ્ર૦ જેલમાં પણ ?

ઉ૦ વાત તો એ છે કે સરકાર એમને લાંબો વખત જેલમાં નહિ રાખી શકે. સાચું કહીએ તો ૧૯૨૧ માં આપણી પાસે ૫,૦૦૦ પણ શુદ્ધ સત્યાગ્રહીઓ નહોતા. રાજદ્વારી કેદી માત્ર સવિનય કાનૂન ભંગી હોય જ એમ નથી.

પ્ર૦ હા; મેં સાંભળ્યું છે ખરૂં કે આપ હિંસાને રોકવાને માટે જ આ લડત માંડી રહ્યા છો.

ઉ૦ એ તો એક કારણ થયું પણ એ જ એક કારણે મેં આ લડતનો આરંભ નથી કર્યો. મારી પાસે તો આથી પણ વધારે સબળ કારણ છે, અને તે એ કે અહિંસાએ જો પોતાનું પોતાપણું સાબિત કરવું જ હોય તો તે આજે જ કરી શકે એમ છે. કેટલેક ઠેકાણે અહિંસાને નિષ્ક્રિય અને નામર્દોના સાધન તરીકે ઓળખવામાં આવે છે તે ખ્યાલને ખોટો પાડવો જ રહ્યો. અને અત્યંત અસરકારક રીતે એનો અમલ થાય ત્યારે તો બહારનાં ઘાતક વિઘ્નો છતાં એ એનું કામ કર્યે જશે. અહિંસાનો સ્વભાવ જ એવો છે કે આ બધા બાહ્ય અંતરાયો તેની આગળ પીગળી જશે. બીજી બાજુ જોશું તો દગો અને રાગદ્વેષ જેવા આંતરિક અંતરાયો આ હિલચાલને ઘાતક નીવડશે. અત્યાર સુધી હું કહેતો હતો: 'હિંસાનાં બળો ઉપર મને કાબુ

મેળવવા દો.' હવે મને લાગે છે કે અહિંસાને પુરી રીતે અમલમાં મૂકીને જ આ હિંસાનાં બળો ઉપર હું કાબુ મેળવી શકીશ.

પણ લોકો મને કહે છે : 'ઇતિહાસનું હિંદમાંયે પુનરાવર્તન થશે.' એ થવાનું જ હોય તો ભલે થતું. આથી કંઈ મારે મારી લડત પડતી મૂકવી ન જ જોઇએ. જો તેમ કરૂં તો હું કાયરતાના દોષને પાત્ર થાઉં. આ સરકાર સાથે મારે જીવસાટે લડવું જ જોઇએ. એમ કરીને જે અરાજક ગુપ્ત ખુનામરકી ચાલી રહી છે તે ઉપર કાબુ મેળવી શકીશ. સાચી અને આપોઆપ કામ કરતી અહિંસાનો જ્યારે પ્રયોગ થશે ત્યારે જનતા અવશ્ય પોતાનો પુરૂષાર્થ બતાવશે.

## ચમત્કાર

પ્ર૦ પણ આપ ગિરફ્તાર થશો એટલે લડત આપના હાથમાં નહિ હશે તે?

ઉ૦ દક્ષિણ આફ્રિકામાં લડતના પાછલા ભાગમાં ખુબ ચેતન આવ્યું હતું તે કંઈ મારે લીધે નહોતું આવ્યું; લડત મારા હાથમાં ત્યારે નહોતી જ. હજારોએ અંદરની ઉર્મિથી લડતમાં ઝુકાવ્યું. મેં તો એમનાં મો સરખાં જોયાં ન હોતાં. એમને ઓળખતો તો હું કયાંથી જ હોઉં? તેમને લાગ્યું કે જોડાવું જ પડશે અને તેઓ જોડાયા, કદાચ તેમણે મારૂં નામ સાંભળ્યું હશે. આંખના પલકારામાં તેમને ઠસી ગયું કે એ લડત તેમના છુટકારા માટેની હતી. તેમને એટલી ખાતરી થઈ હતી કે આ એક માણસ ત્રણ પાઉંડના કર માટે ઝુઝી મરવા તૈયાર હતો.

અને તેમણે ઝંપલાવ્યું. તેમની સામે કેવી કેવી મુશ્કેલીઓ હતી? તેમની આંખોનાં કેદખાનાં બન્યાં. રાતદિવસ એમના ઉપર જુલમ ગુજારી રહેનારાઓ એમના દરોગા થયા. તેઓ જાણતા હતા કે તેમના ઉપર રૌરવ નરકના જુલમ ઊતરશે. છતાં તેઓ ડગ્યા નહિ, ખંચકાયા નહિ. એ તો એક ચમત્કાર હતો. છતાં તેઓ ડગ્યા નહિ, ખંચકાયા નહિ. એ તો એક ચમત્કાર હતો.

## આખરી ફેંસલો

પ્ર૦ પણ આ લડતથી દેશમાં વધારે તડાં નહિ પડે?

ઉ૦ મને એવો ભૈ નથી. જેમ હિંસાનાં બળો કાબૂ તળે લાવી શકાશે તેમ કુસંપનાં બળો વિષે પણ છે. પણ ભય તો બીજો છેઃ હિંસાવાળો પક્ષ મારી વિનંતિઓને ન માને, અને જનતા આંધળિયાં કરે. હું આશાવાદી છું, મનુષ્યસ્વભાવમાં મારી અતૂટ શ્રદ્ધા છે. બનવાજોગ છે કે આ શેખચલ્લીના વિચારો હોય. પણ કોઇ પણ સરદાર આવનારી બધી આફતોની ગણતરી કરી શકતો નથી. મારે માટે તો આ આખરી ફેંસલો છે લડત કાંઇ મારે માગ્યે નથી આવી. હું તો મારી ઘણી નામરજી છતાં કલકત્તા ખેંચાયો હતો. મારે વળી સમાધાનીમાં પડવું પડયું. કાંઇ નૈતિક સિદ્ધાન્તનો વાંધો નહોતો એટલે વળી મારે બે વર્ષને બદલે એક વર્ષ કરવું પડયું. લાહોરમાં લગભગ દરેક ઠરાવ મારે વિચારવો પડયો અને ઘડવો પડયો. ત્યાં હિંસા અને અહિંસાની બાજી ચાલી રહી હતી, અને છેવટે મને લાગ્યું કે અહિંસાનો હિંસા ઉપર વિજય થયો.

## આ મુહૂર્ત કહેવાય?

પ્ર૦ આપે પહેલાં કહ્યું હતું કે સવિનય ભંગ માટે મુહૂર્ત નથી હજી. આજે એવું તે શું થયું છે કે આપે આપનો વિચાર ફેરવ્યો છે?

ઉ૦ મને ખાતરી છે કે મુહૂર્ત આવી ચૂક્યું છે. કારણ કહું? બહારનું તો ખાસ કંઈ નથી બન્યું, પણ મારા મનમાં જે ગડમથલ ચાલી રહી હતી અને જે મને અત્યાર સુધી રોકતી હતી તે હવે શમી ગઈ છે. મને હવે પાકી ખાતરી છે કે લડતનો સમય બરોબર આવ્યો છે; અરે, ક્યારનો થઇ ગયો છે.

પ્ર૦ ત્યારે એ અંતરની ગડમથલ શી હતી?

ઉ૦ તમે જાણો છો કે હું અહિંસાને દ્રષ્ટિમાં રાખીને જ બધી પેરવી કરતો હતો. પણ વધતી જતી હિંસાની સામે મારે એ વિચારને વર્તનમાં કેવી રીતે મૂકવો એ મને સૂઝતું નહોતું. હવે મને દીવા જેવું સાફ દેખાય છે કે આજે મેં લીધેલા માર્ગથી હું ખુનામરકીનું જોખમ હળવું કરું છું.

પ્ર૦ આપને ખાતરી છે કે મીઠાની લડત આપને જેલ અપાવશે?

ઉ૦ એ વિષે મને કશી શંકા નથી. એ કેટલો વખત લેશે એ હું ન કહી શકું. પણ લોકો ધારતા હશે તેથી વહેલુ એ આવશે. મને લાગે છે કે કટોકટીનો મામલો આવી પહોંચશે, અને પરિણામે યોગ્ય પરિષદ ભરાશે. એ પરિષદ ગોળમેજી ન હોય, પણ ચતુષ્કોણ મેજી હશે; તેમાં હાજર રહેનાર દરેક સભ્યને પોતે ક્યાં છે તેનું સંપૂર્ણ ભાન હશે.

પરિષદની ચોક્કસ રેખા શી હશે તે હું અત્યારે કહી શકતો નથી પણ એ પરિષદ સમોવડિયાઓની હશે; અને તેમાં હિંદમાં સ્વાતંત્ર્ય બંધારણ સ્થાપવા માટેનાં સાધનો શોધવા એક સાથે વિચાર કરશે.

## વાઇસરાયની મુલાકાત વિષે

પ્ર૦ વાઇસરૉય સાથેની વિષ્ટિનો એકાએક અંત આણવા માટે આપ જવાબદાર નથી ?

ઉ૦ મને ખબર છે કે લોકોના અમુક ભાગમાં આવી માન્યતા છે, લોકોએ થોડોક વખત મને ઠપકો આપ્યો. પણ હવે તેઓ સાચી વાત શી હતી તે જાણી ગયા છે.

પ્ર૦ આપને પુરી ખાતરી છે કે આપે એ પગલું લીધું ત્યારે આપ જુવાનિયાઓના વિચારથી દોરવાયાં નહોતા ?

ઉ૦ ના; જરાય નહિ. ગોળમેજી પરિષદ વિષે મેં કંઈ લાંબી આશા રાખી જ નહોતી. મારાથી જવાય એટલો દૂર હું ગયો. પણ મેં તો આ મૂળ મુદ્દા ઉપર જ ભાર મુકયો હતો: હિંદુસ્તાનને સારૂ 'ડુમિનિયન સ્ટેટસ'ની યોજના ઘડવાને માટે જ પરિષદ હોય. વાઈસરૉયે જો આની 'હા' કહી હોત, તો મેં ખુશીથી એમને બીજા મુદ્દાઓની ચર્ચા કરવા દીધી હોત.

પ્ર૦ ત્યારે એ યોજના થોડા વર્ષ પછી અમલમાં આવતે તો આપને વાંધો નહોતો ?

ઉ૦ જો એ યોજનાનો અમલ લાંબે સમયે થવાનો હોત તો તો મેં તેને ફગવી દીધી હોત. પણ વાઇસરૉય સાથેની મુલાકાત વિષે આપણે વાત ન કરીએ. લોકોને એ

વિષે કોઈ દિવસ વધુ ખબર પડશે. હું તેમને ખાતરી આપું છું કે 'ડુમિનિયન સ્ટેટસ'ની સાચી યોજના ઘડવાનો ત્યાં પ્રશ્ન જ નહોતો.

## અગિયાર માગણીઓ

પ્ર૦ હવે આપની જાણીતી અગિયાર માંગણીઓ વિષે. ધારો કે એમાંની કેટલીક કબુલ કરવામાં આવે તો આપ સમાધાન કરો ?

ઉ૦ કેટલીક મુખ્ય માગણીઓ સ્વીકારવામાં આવે અને બાકીની માગણીઓ વિષે વચન આપવામાં આવે કે તે વહેલામાં વહેલી તકે સ્વીકારાશે તો પરિષદ વિષે હું વિચાર કરૂં. પરંતુ આ બધી માગણીઓનું ન્યાયીપણું સ્વીકારાવું જ જોઇએ. તમે સંમત થશો કે આ માગણીઓમાં નવું કંઈ નથી. ઠેઠ દાદાભાઈ નવરોજીના જમાનાથી એમાંની ઘણી માગણીઓ મુકાતી આવી છે.

પ્ર૦ ધારો કે દીવાની અને લશ્કરી ખર્ચને ઘટાડવાની આપણી માગણી મંજૂર રાખવામાં આવે તો એ એમની 'શુદ્ધ દાનત'નો પુરાવો ન ગણાય ?

ઉ૦ તો હું મારી સ્થિતિનો ગંભીરપણે ફરીતી વિચાર કરૂં ખરો. પણ આ બધું એ માગણીઓ કેવા ભાવથી મંજૂર રખાય તેના ઉપર આધાર રાખે છે.

સ૦ દેશસેવા કરતાં પહેલાં કુટુંબસેવા ન કરવી જોઇએ ?

જ૦ જરૂર કરવી જોઇએ પણ કુટુંબસેવા એ લોકસેવાની વિરોધી ન હોઇ શકે. પહેલાં પોતાની સેવા, પછી

કુટુંબસેવા, પછી ગામસેવા અને પછી દેશસેવા એ ક્રમ હું માનું છું, પરંતુ કોઇપણ સેવા ... તેના કલ્યાણની વિરૂદ્ધ ન હોવી જોઇએ. દેશના આવા દારિદ્ઘના કાળમાં કુટુંબ-સેવાને નામે બહેનના વિવાહમાં વિશ હજાર રૂપિયા ખર્ચી ન શકાય.

સ૦ એકસંપ હોય તો મહિનામાં સ્વરાજ્ય મળે ?

જ૦ એક સંપનો અર્થ સમજીએ. એકસંપ એટલે એકમત નહિ. કપાળે કપાળે જૂદી મતિ હોય, છતાં એક-સંપ હોય. માલવિયાજી અને મારે મતભેદ છે, છતાં અમે બન્ને વચ્ચે ભારે સંપ છે. અસહકારીનાં કૃત્યોથી જ વિરોધીઓ સાથે સંપ થાય. જ્યાં દલીલ કામ નથી કરતી ત્યાં એક સત્કાર્ય કરે છે. બાંધી મુદતમાં સ્વરાજ્ય મેળ-વવાના મારા વચનની સાથે શરત રહેલી છે.

સ૦ હિંદુસ્થાનની પરરાજ્ય સાથેની નીતિ શાના આધારે નક્કી થશે ? પ્રજાહિતને લક્ષમાં રાખીને કે બીજા કશાને ?

જ૦ હિંદુસ્થાનની પ્રજાના હિતને જ પ્રધાનપદ આપવું જોઇએ એ તો દેખીતું જ છે.

સ૦ શાસ્ત્ર કે શરિયતમાં એક વાત કહી હોય અને રાષ્ટ્રનું હિત તેનાથી વિરૂદ્ધ હોય, ત્યારે તેનો નિવેડો કેવી રીતે કરવો ?

જ૦ એ સવાલ જ અવાસ્તવિક છે. કોઇપણ કોમનુ કે તેના ધર્મનું હિત અને રાષ્ટ્રનું હિત એક જ હોવાં જોઇએ.

સ૦ શું જમીનદાર અને રૈયત વચ્ચે વિરોધભક્તિ જ રહેવી જોઇએ ?

જ૦ મને આશા છે કે સ્વરાજ્યમાં તેમ નહિ હોય-સ્વરાજ્યમાં તો તેઓ સંતુષ્ટ અને પરસ્પર મદદકર્તાં જ થશે.

સ૦ સ્વદેશભક્તિમાં કંઈ શરતો હોઈ શકે ? હોય તો કઈ ?

જ૦ દેશભક્તિ એ પ્રભુભકિત કરતાં હંમેશા જ ગૌણુ છે.

સ૦ તમે સ્વરાજ્યની વ્યાખ્યા કેમ નથી આપતા ? તમને એટલું યે નથી લાગતું કે કાંઈ નહિ તો તમારા અનુયાયીઓને તો એ શબ્દની વ્યાખ્યા આપવાની તમારી ફરજ છે ?

જ૦ પ્રથમ તો એ શબ્દ જ એવો કે જેની વ્યાખ્યા ન આપી શકાય. બીજાના વિચારો અને કાર્યની સંપુર્ણ સ્વતંત્રતાની આડે આવ્યા વિના આપણા વિચારો અને કાર્યની પારપુર્ણ સ્વતંત્રતા ભોગવવી તેનું નામ સ્વરાજ્ય. એટલે એનો અર્થ એવો થાય કે બીજા દેશોની આડે આવ્યા વિના અથવા તેમની દરમિયાનગિરી સહન કર્યાં વિના પોતાની આવકોનાં સાધનો અને ખર્ચની બાબતોમાં હિંદુસ્થાનનો સંપુર્ણ કાબુ હોય તે.

સ૦ સ્વરાજ્ય મળ્યા પછી તમે પોતે કયું પદ ભોગવશો ?

જ૦ મને લાંબી અને કદાચ મારી વ્યાજબી હકની રજા ભોગવવાનું ગમે.

સ૦ મલબારમાં હિંદુ–મુસલમાન એકતામાં ભંગાણુ પડયુ તેનું ખરૂં કારણુ શું છે ?

૪૦ ત્યાં એકામાં ભંગાણ પડયું જ નથી. મોપલાઓએ હિંદુઓને પોતાના ભાઇ કોઇ દિવસ ગણ્યા જ ન હતા. આ તોફાનનું કારણ તો એ છે કે સને ૧૯૧૯ માં જેમ પંજાબમાં બન્યું હતું તેમ જ મલબારમાં પણ અસહકારનો સંદેશ પુરો પાંસરો પહોંચ્યો ન હતો, તે પહેલાં જ અમલદારોએ તેની પ્રગતિ અટકાવી. મોપલાઓ મલબારના હિંદુઓ સાથે ખાસ એખલાસથી કોઇ દિવસ રહેતા જ નહીં. પહેલાંયે તેઓ તો લુંટફાટ કરતા. ઇસ્લામ વિષેના તેમના ખ્યાલો પણ ઘણા કઢંગા પ્રકારના છે, સરકારે તેમને પુરા અંધારામાં રાખ્યા અને મુસલમાનોએ કે હિંદુઓએ તેમની સંભાળ ન લીધી. બહાદુર ખરા પણ જંગલી અને અજ્ઞાન હોવાથી ખિલાફતનો મંત્ર તેઓ ન સમજ્યા અને જંગલી અમાનુષી તથા અધાર્મિક રીતે વર્ત્યા. મોપલાઓના આ વર્તનથી ઇસ્લામનો અથવા હિંદુસ્થાનનાં બાકીના મુસલમાનોનો કયાસ બાંધવો એ વ્યાજબી નથી.



# એ મહાન સંતના પવિત્ર જીવનનાં પાંચ દશ્યો

લખનાર: રા. નરીમાન સોરાબજી આળવાળા

હે મહાત્મા અમારા,
દુનિયા નમે છે આજે.
ઓ સત્યના સિતારા,
તું દિલદિલે વિરાજે.

## દશ્ય પહેલું

મુંબઇ અને ઈંગ્લાંડથી તરતનો જ પાસ થએલ એક નૌજુવાન બૅરિસ્ટર આફ્રિકા આવે છે. એણે અંગ્રેજી પોષાક સજ્યો છે. શોર્ટ ઓપન કોટ અને ટીપકાંવાળો ટાઇ એની ગરદનની આસપાસ શોભી રહી છે. હાથમાં ન્હાનોશો 'બૅગ' તેમાં વધારો કરે છે.

આફ્રિકામાં આવ્યા પછી એને ડરબનથી કોઇ ગામ જવાનું હતું. 'કોચ' એ સાધારણ વપરાતી ત્યાંની ઘોડાગાડી છે. આવી એક ગાડીમાં આગલી બેઠકના પૈસા આપી આ યુવાન બૅરિસ્ટર, હાંકનાર પાસેની જગ્યા પર ચઢી બેઠો.

"કોચ" ઉપડે તે પહેલાં એક ગોરો ત્યાં આવી ચઢયો. કોઇ 'નેટિવ'ને આગલી જગ્યા પર બેઠેલો જોઇ એના નાકમાં ગંધ આવી ગઇ! એનાં નયનો ફરી ગયાં! ઘણા ગુસ્સા અને તુમાખથી તેણે તે યુવાનને ત્યાંથી ઉતરી જવા કહ્યું. યુવાને નમ્રતાથી તેમ કરવાની ના પાડી અને કહ્યું:

'સાહેબ' દિલગીર છું કે તમને જગ્યા આપી શકતો નથી. મેં એનું દામ આગળથી ચૂકવી આપ્યું છે.' પેલો ગોરો તો વધારે છેડાયો અને બોલ્યો કે 'તમને ઉતરવું જ પડશે. આ જગ્યા ગોરાઓ માટેની છે. ગોરાઓ માટે, તમારે જગ્યા કરી આપવી જ પડશે.' પેલા યુવાને એકે એકજ જવાબ આપ્યો કે, 'મારી જગ્યા તો હું ન જ છોડું. પાછળી ગાડીમાં ઘણી જગ્યા છે ત્યાં બેસો."

પણ ગોરો માને! તેણે તો હવે હાથ ઉગામ્યા. લાકડી વડે પેલા યુવાનને મારવા માંડયો. તે તો ગાડીના કઠેરાને વળગી રહ્યો. એ નમતું આપે એવો નહોતો. એના આંગળાંઓ ઉપર ફટકા પડ્યા. એ ન હઠયો, સામોયે ન થયો. ફટકાઓ પડતા ગયા. યુવાન લગભગ બેશુદ્ધ જેવો થયો; પણ તેણે જગ્યા ન છોડી. જરાયે સામા થયા વગર પણ પોતાનો મજબુત હક્ક સાચવીને તેણે ગોરાને જગ્યા ન જ આપી. વાત વધી પડી. બીજાઓ વચ્ચે પડયા. હાંકનારે પણ ગોરાની ક્રૂરતા જોઈ; યુવાન માટે એને માન ઉપજયું. એણે તેનો પક્ષ લીધો. અંતે ગોરો હઠયો અને ફફડીચટકીને તેણે પાછળ જગ્યા લીધી.

આમ આ પહેલો વિજય થયો. એ યુવાન જીત્યો—

**પશુબળથી નહીં—આત્મબળથી.**

ત્રીસ વર્ષની આ વાત છે. એ દહાડે ડરબનના 'કોચ' ઉપર મિ. એન્ડ્રુઝ લખે છે તેમ **'અસહકારનો આખો કાર્યક્રમ તેના બધાંઅંગો સહિત ઘડાયો.'**

કોણ હતો આ યુવાન બૅરિસ્ટર?

## દૃશ્ય બીજું.

૧૯૦૮ ના સપ્ટેંબરના એક રવિવારની સાંજે ૭ કલાકે જોહાનિસબર્ગના પાર્ક સ્ટેશનના પ્લેટફોર્મ પર માણસોનું મોટું ટોળું ભેગું થયું હતું. મદ્રાસીઓ અને બીજાઓ મેલ ટ્રેનની રાહ જોઇ રહ્યા હતા. મેલ ટ્રેન આવવાનો તો દરરોજનો બનાવ હતો. પણ આજ તો કાંઈક અસાધારણ જણાતું હતું. કોઇ જાણીતી ને માનીતી વ્યક્તિ આ ટ્રેનમાં પધારનાર હતી, તે વહાલા અને પ્યારા ચહેરાને છેલ્લીવાર જોવા સૌ અધીરાં થઇ રહ્યાં હતાં.

ટ્રેન આવી, 'સેકન્ડ કલાસ'ના ડબ્બામાંથી જેલનાં અધિકારી સાથે એક વ્યક્તિ કુદી પડી–શ્યામ વર્ણની, નાની, ચપળ કૃશ શરીરવાળી પણ શાંત આંખોવાળી.

એ વ્યક્તિ દક્ષિણ આફ્રિકાના કેદીઓના પોશાકમાં સજ્જ થઇ હતી. બંડી અને સુરવાળ એનાં આંગ પર હતાં. બંડી પર નંબરવાળી ટિકિટ ચોડી હતી. એ કોણ વ્યકિત હતી? શું એ આફ્રિકાવાસી હતી? ના, ના, એ હિંદી હતી. એ હિંદ ભૂમિમાં પેદા થએલી હતી.

એના હાથમાં કેનવાસનો થેલો હતો. જેલ અધિકારીઓએ એને પોતાના સ્વાધીનમાં લીધો તે વેળાના એનાં શરીરપરનાં કપડાં એમાં સીંચેલા હતાં. વળી નાનીશી ટોપલીમાં થોડીક ચોપડીઓ પણ જણાતી હતી.

સરકારના હુકમથી કાંઇપણ ખોરાકના બંદોબસ્ત વગર એને કલાકો સુધી બસો માઇલની મુસાફરી કરવાની હતી. આ સ્ટેશનથી હવે એને જેલ વોર્ડર સાથે શહેરમાં

થઈને જવાનું હતું. લાંબી એ મુસાફરી હતી. ચાલીને જવું કે ગાડીમાં? પોતાને ખર્ચે એ ગાડીમાં જઈ શકે છે એમ વોર્ડર એને કહેતો, પણ એણે તો ચાલીને જવાનું પસંદ કર્યું. જયઘોષ વચ્ચે એ શહેરમાં થઈને જવા નીકળ્યો. એ કેદી હતો પણ તેથી એ શરમાતો નહોતો. એના ચહેરા પર તો નિશ્ચય ભાવ હતો—જાણે કોઇ યોધ્ધો લડાઈ જીતીને શહેરમાંથી જતો હોય!

જેલનો દરવાજો આવ્યો. એ દરવાજે "સંપ ત્યાં જય" એવું સુત્રવાક્ય લખાયેલું હતું. એમાં એ દાખલ થયો. એની પાછળ દરવાજા બંધ થયા. લોકોની ભીની આંખો એને જોઇ રહી, તેઓની નજરથી એ ગુમ થયો. ઓળખો છો એ કેદીને?

## દૃશ્ય ત્રીજું

પાંચ વર્ષ પસાર.

ઉત્તર નાતાલની કોલસાની ખાણમાંથી બહાર પડેલું હજારો મજુરોનું ટોળું ત્રણ માઇલના ધુળધાંખરાના રસ્તે જતું માલમ પડતું હતું. તેઓ પર ત્રણ પૌંડનો કર નંખાયો હતો. ન્યુકેસલથી ચાર્લ્સટાઉન સુધી કુચ કર્યા પછી એ મજુરો ત્રાન્સવાલના વોલ્કર્ટ શહેરમાં આવી પુગ્યા. દિવસો સુધી તેઓ ચાલ્યા રહ્યા હતા. મુઠ્ઠીભર ચોખા, પાંઉં અને ખાંડ એજ તેઓનો ખોરાક હતો ત્રણ પૌંડનો કર પોતાને માથેથી કાઢી નાખવા માટે આમ તેઓની લડત હતી. આશામાં ને આશામાં તેઓ દુર દુર ચાલી રહ્યા હતા. કોણ તેઓને ચલાવી રહ્યું હતું? કોણે તેઓને આ લડતમાં પ્રેર્યાં હતા?

આ મોટી સંખ્યાને મોખરે હાથમાં લાકડી લઈ કૃશ શરીરવાળો એક જુવાન ચાલી રહ્યો હતો. એના પર જ મજુરોની સઘળી આશા હતી. એ યુવાન જેમ કહે તેમ,—રે, મરવા વટિક તૈયાર થઈ રહેલું આ ટોળું હતું. એ યુવાનની સરદારી હેઠળ ટોળું આગળ ને આગળ ઉત્સાહભેર વધતું હતું.

યુવાન સરદારે દિવસમાં એક જ વાર ભોજન લેવાનું પણ લીધું હતું. જ્યાં સુધી એના બંધુઓ પરથી પેલો કર દુર ન થાય ત્યાં સુધી એ એકજ ભોજન પર રહેનાર હતો.

અને છુટાપાડો આપણને લીધે દુનિયાએ કદિ ન જોઇ હોય એવી લડત તે પછી ચાલુ થઈ. ત્રણ પૌંડના કર સામે શાંત વિરોધ હતો. એ લડતમાં નહોતો ધિક્કાર, નહોતી તલ્વાર, નહોતું રેડાયુ લોહી.

એકદા એની આજ્ઞા—ડંકો વાગ્યો ને નિઃશસ્ત્ર નરનાર ને બાલકોની ચાર હજાર દુઃખી સજ્જનોની સેના ટ્રાન્સવાલને હુમલે ચાલી. આશ્ચર્ય ચકિત જગ નીરખી રહ્યું, જગતના ઇતિહાસમાં અદ્વિતીય દુભાયલાં ચાર હજારની તે કુચ મોખરે હતો તે સેનાધિપતિ. સિંહને શસ્ત્ર ન હોય,
ને ન હતાં તે નર કેસરીને. (ન્હાનાલાલ

એ ટોળામાં યુવાન સરદારની આંખો કાંઇક અસાધારણ દુર દુરનું સુચન કરી રહી હતી. ત્રણ પૌંડના કર સામેનો શાંત વિરોધ જગતમાં કાંઇક નવુંજ દેખાડ નાર હતો.

અને જગતે તે શું નહીં જોયું?

ત્યારે કોણ હતો એ વીરલો શસ્ત્ર વગર લડનાર?

## દૃશ્ય ચોથું

### ( નવ વર્ષનો ગાળો )

અમદાવાદના દરબાર ગઢમાં સજ્જ થએલા હજારો યાત્રાળુઓ એકઠાં થયાં હતાં. ૧૮ મી માર્ચની બપોરના બાર વાગ્યેનો વખત હતો.

પેલો જ ઉપલાં દૃશ્યમાં વર્ણવેલો યુવાન આ દરબારમાં દાખલ થયો. હવે એ યુવાન રહ્યો નહોતો. વર્ષોનો લોખંડી પંજો એના પર પડી ચૂક્યો'તો. એ શરીરે વધારે નબળો થયો હતો. પણ મન અને મગજે તો એ યુવાન જ હતો. તે જ ઠરાવ, તે જ નિશ્ચલભાવ, તે જ આંખ્યો. એ મૃદુભરી શાંત આંખ્યો ! એ પ્રેમ અને દયાભીની આંખો ! એ નવ વર્ષના ગાળામાં એણે જગતને નવુંજ દેખાડી દીધું હતું, એની બંસીએ બધા ડોલી રહ્યા હતા !

એ આવ્યો. દરબારગઢમાં દાખલ થયો. હવે તો એણે શરીર પર ફક્ત કચ્છ જ નાખ્યો હતો. કચ્છભેર જ એ અંદર આવ્યો. મધુરાં મુક્ત હાસ્યમાં એણે આસપાસ નજર કરી. 'ઓહહ ! આ તો બધું કુટુંબી મેળા જેવું થઇ રહ્યું છે,' એ બોલ્યે.. એણે પછી જગ્યા લીધી. એ પોતાનો મુકર્દમો સાંભળવા આવ્યો હતો.

આ મુક્ત હાસ્યે કંઇકોની આંખ ભીની થઇ. ભેગાં થયલાંઓના. જીગરમાં ચીરા પડવા લાગ્યા.

આ પુરૂષ કેદી !

મુકર્દમો શરૂ થયો. એ કેદીએ ઐતિહાસિક એકરાર રજુ કર્યો. કોનો એ એકરાર ? શું એ કેદીનો એકરાર હતો ?

ના, ના, એ કેદીનો નહિં પણ ઇતિહાસનો એ એકરાર હતો. એ સોનેરી હરફોએ તવારિખમાં નિરંતર નોંધીએલો રહેશે.

કેદીએ દયા ન માંગી, કાયદામાં વધતામાં વધતી જે સજા થઇ શકે તે વહોરી લેવા તે તૈયાર હતો.

આ પછી સરકાર તરફનો ચુકાદો અપાયો. જજ પણ ગળગળો થઈ ગયો. એને યે આ કેદી માટે માન ઉપજ્યું, પણ એને તો એની ફરજ બજાવવી હતી. છતાં એ ન વિસર્યો એ દિવસની મોટાઈ અને એ ન ભુલ્યો કે એ કોની તપાસ કરી રહ્યો છે. કેદી પ્રત્યે એ બોલ્યો: "તમારા લાખો શહેરીઓની આંખમાં તમે મહાન સ્વદેશાભિમાની સરદાર છો. તમારાથી જુદા પડનારાઓ પણ તમારી ઉંચામાં ઉંચી આદર્શ સાદી જીંદગી માટે એ મત ધરાવતા નથી."

અને પછી જજ એ કેદીને છ વર્ષની ટીપ આપે છે. તેમ કરતાં વળી એ છેવટે ઉમેરે છે કે, 'કંઇક એવા બનાવ બને જેથી તમે છુટી જાઓ તે વેળાં મારી ખુશાલીનો પાર રહેશે નહી.'

પુર્ણ શાંતિ સાથે કેદી જજનો આભાર માને છે. જજ નમીને જાય છે. ખરે જ '**જે નમી શકે તે નમાવે.**'

બાદ કોર્ટ મંદીરનું રૂપ ધારણ કરે છે. સર્વ ધસે છે આગળ, એને મળવા, એ કેદીના દર્શન કરવા, એને ચરણે પડવા—રડતી ચશ્મોએ, ભીની આંખ્યોએ."

કોણ હતો એ કેદી જજનેય ગળગળો કરનાર—જજનેય મોહ પમાડનાર?

## દશ્ય પાંચમું.

પહેલાં દશ્યમાં વર્ણવેલો યુવાન હવે ૬૦ વર્ષનો ડોસો બન્યો છે. એનું જોર અને જોમ તેવુંજ છે ૧૯૩૦ ના ૧૨ મી માર્ચને એણે તવારિખમાં યાદગાર કરી દીધી છે. સરકારને છેવટનો પડકાર કરી તેના કાયદા તોડવા એ દિવસની સુપ્રભાતે પોતાના જેવા કષ્ટ ખમનારા ૭૯ યુવાનોને લઇને સાબરમતીને કાંઠેથી કુચ શરૂ કરી છે. એ પગપાળો આગળ અને આગળ વધે છે. સર્વ જોઇ રહે છે. તે જ ભવ્યતા તે જ નિશ્ચલભાવ એના ચહેરે તરે છે. દુનિયા આ કુચને જોઇ રહે છે. સરકાર એ કુચને હસી કાઢે છે. એની એ ડોસાને ગમ નથી. તે તો આગળ અને આગળ એક ગામડેથી બીજે ગામડે જાય છે અને પ્રજામાં ચેતન રેડે છે. એનાં એકેક પગલાની કુચે સરકારનું હસવુ ઉડે છે. પ્રજાના સેંકડો વર્ષોના તાપ સમાવનાર અને તેની સ્વાતંત્ર્યની આરઝુને તૃપ્ત કરવાનો મોક્ષમાર્ગ બતાવનાર આ મહાન આત્માને વધાવવા ગામડેની જનતા ઉછળી પડે છે, લાકડીના ટેકાવડે એ ભવ્ય ડોસો ઝપાટાબંધ કુચ કરે છે અને દાંડી કિનારે આવી કાયદાનો પહેલો ભંગ કરે છે. ચપટી નિમક બનાવે છે એ ચપટી નિમકનો ચેપ જોતજોતામાં દેશભર ફેલાઇ જાય છે એ જંગી ઐતિહાસિક કુચ આગળ વધે છે. પણ કુચના એકેક પગલાએ જે ધરતી ધ્રુજાવી તે પછી વધુ એક પગલું આગળ ભરવા દેવામાં આવતું નથી. અને એક રાતે આ ભવ્ય મહાબળી

ડોસાને સૂતેલા જગાડી પકડી પરોડાની દીવાલ પાછ
પૂરી દેવામાં આવે છે. કોણ એ ?

પહેલા દૃશ્યનો યુવાન બૅરિસ્ટર અને તે પછીના દ્રશ્યનો તે જ યુવાન અને છેવટનાં દૃશ્યનો એ ભવ્ય ડોસો—એ કોણ ? એને કોણ ન જાણે ? એને કોણ ન પિછાણે ?

એ તો ગુજરાતનો તપસ્વી
સાબરમતીનો સાધુ
અસહકારના મન્ત્રો શીખવતો
ગુજરાત ગજવતો
હિંદને સંદેશા સુણાવતો
એ વસિષ્ઠ સમો
રામ સમો બ્રહ્મચારી
ધર્મ સમો સત્યાચારી
ભારતનો શૂરવીર
સાધુ સેનાધિપતિ

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી

( ન્હાનાલાલ )

